# અફસોસમાં આનંદ

અથવા

## બોધદાયક ગાયનો ૐ બ્રહ્મચર્ય

લેખક—અનુવાદક અને સંગ્રહ કરી પ્રકાશક,

કે. બી પરીખ એસ. ટી.
પરીખ સ્ટ્રીટ રાંદેર (સુરત.)

આવૃત્તિ ૧ લી પ્રત ૨૦૦૦



સને ૧૯૨૩

કિં. બે આના.

# શ્રી મોઢ સૂર્યોદયના

આજેને આજેજ ગ્રાહક થાઓ—અને
અમૂલ્ય લાભો મેળવો.

લવાજમ વાર્ષિક પો૦ સહિત.

| | | |
|---|---|---|
| આશ્રયદાતા | રૂ૦ | ૧૦—૦—૦ |
| સહાયક | રૂ૦ | ૩—૮—૦ |
| સામાન્ય | રૂ૦ | ૨—૦—૦ |
| ગરીબ | રૂ૦ | ૧—૮—૦ |
| હિંદ બહાર | રૂ૦ | ૪—૦—૦ |

ઇનામી કોઠો.

| | | | |
|---|---|---|---|
| આશ્રયદાતા | પહેલું ઈનામ | રૂ૦ | ૩૦૦૦ |
| સહાયક વર્ગ | ,, | રૂ૦ | ૧૦૦૦૦ |
| સામાન્ય | ,, | રૂ૦ | ૧૦૦૦ |
| ગરીબ | ,, | રૂ૦ | ૨૦૦ |

એ ઉપરાંત અનેક જાતના ગુપ્ત ફાયદાઓ.

લખો:—સંત્રી

"શ્રી મોઢ સૂર્યોદય"
પરીખ સ્ટ્રીટ રાંદેર (સુરત.)

# અફસોસમાં આનંદ.

## પ્રાર્થના.

यस्माज्जातंजगत्सर्वं, यस्मिन्नेव विलियते ।
येनेदंधार्यते चैव, तस्मैविश्वात्मनेनमः ॥१॥

---

આ તારાં પથનો—એ રાહ.

હે મારા તપતી માતા—સહાય કરીરે,
રટું તુજ નામ આઠ જામરે—દેવી—હે.
બુડા જગ સિંધુમાંથી, પ્રીતી મૂકાવીને,
દેને મુંને શાંતિ તણુ ધામરે—દેવા—હે.
બુધ્ધિ મુજ ભક્તિ માંહી, મૂકી દે સૂર્ય પુત્રી,
મુને દે ચિત્ત ભક્તિ હામરે—દેવા—હે.
માયા મોહ 'પારધી' છે 'વિહગો' ફસાયા છે,
તેના તંતુ આવીને કાપોરે—દેવા—હે.
વાદળી રજ લાવે, તુટી પડે કુંભ જાણે,
અર્પેલા ઓની દૂર ટાળોરે—દેવા—હે.

(લેખક ક. બી. પરીખ.)

દીલના દયાળુ દેવીઆ, સત્પુત્ર કરમચંદના,
શુભ નિતી રિતી કિર્તિથી, સાબરમતીમાં નામના,
કુળવાન ગાંધી કુળ વિષે, વધતું વધાર્યું માનને,
અવિનાશી આપો ચતુલયશ, ગાંધીના શુભ નામને—૧

જેના પ્રતાપી પૂર્વજો, પણ માનથી પંકાયલા,
નિતીજ્ઞ નિવડે નર બધા, જગત વિષે પંકાયલા,
એ કુટુંબમાં આ રત્ન રૂપ રહેજો ખુશીના ખ્યાલમાં,
અવીનાશી આપો ચતુલયશ, ગાંધીના શુભ કામમાં–૨

વિદ્યા વિનોદી ચતુરને સદગુણુના ભંડાર છે,
ભરવા વળી ગંભીરાઈ સાથે, કિર્તિનો વિસ્તાર છે,
વિદવાન સાક્ષર વર્ગમાં, પામે અધીક સન્માનને,
અવિનાશી આપો ચતુલયશ, ગાંધીના શુભ નામને ૩

સગા સંબંધી સ્નેહીકી આશ્રીતને આ દૂર દઈ,
શુભ કામમાં સારી સલાહ ને સ્હાય દે તસ્દી લઈ,
મોટાઈના આ ચિન્હથી આ કુલ પામે માનને,
અવિનાશી આપો ચતુલયશ ગાંધીના શુભ નામને–૪

સ્વર્ગીય કરમચંદ પણ, પ્રખ્યાતી પુરી પામીઆ,
મમંતાળુ માયાળુ પણ; બહુ આશ્રિતો આધારીઆ,
પરદેશમાં સન્માન પામી સારૂ પામ્યા માનને,
અવિનાશી આપો ચતુલયશ ગાંધીના શુભ નામને–૫

આ જીંદગીમાં આશ્રિત રેંટીઓ ઉપકારી એમનો,
સુખરૂપ રહે છે આત્મા, પ્રતાપ ગાંધી કુળનો,
ઉપકારી થઇ આશીશદે એ વંશમાં વિસ્તારને,
અવિનાશી આપો ચતુલયશ ગાંધીના શુભ કામને–૬

દિર્ધાયુ હરીલાલ રહો શુભ પુત્ર મોહનલાલના,
કુળ દીપક ને કર્મી થશે જગમાં વધો બહુ નામના,
વિદ્યા ભણી ગણી ચતુર થઇને, પામજો સન્માનને,
અવિનાશી આપો ચતુલયશ ગાંધીના શુભ નામને–૭

દોહરો.

પ્રભુ કૃપાળુ પ્રણમીને પ્રેમે લાગુ પાય,
ગાંધી વંશજ, ખુશ રહો, એ માંગુ જગરાય.

(લેખક કે. બી. પરીખ.)

તા૦ ૨૩–૮–૨૩.

સમાપ્ત.



## પરજ તાલ, ત્રિતાલ.

ઉસ મારગ મતનીચરે, નર મુરખ પંછી—ટેક.
કામની તનકા તાર જહાં હય, ઉસપર મત દુઃખ
હાયરે—નર.
કામ મહા ભડભીલ બુરાહય, સબ બસ્તુ લેત છીના
ચરે—નર.
ખાય ખતા કે તે દસ બયઠે, રાવણુ જેશે સયરે-નર.
ઔર અનેક લુટે ઇસપેઠે, ગીનતી કોન ગીનાયરે-નર.

---

પીલે શરાબ મજેદાર મેરે યાર—પીલે.
જાહીર દીલકો જોશમેં લાવે,
રંજ હટાવે હજાર મેરે યાર—પીલે.
દર્દ તમામકો ગર્દ કરત હે,
મરદમેં બહોત બહાર મેરે યાર—પીલે.
(સો-સુંદરી.)

---

ખાવું મેં માવેકા મલીદા, ખાવું મેં મોતીચુર
લારવા-ખાવું.
ખાવું મેં પુરી, બાસુદી વળા સ્તાક ચોરી,
ખાવું મેં શકરપાલા દોસેરા-ખાવું.

ખાવું મેં સીખરન, સુતરફેની, રેવરી મલાઈ,
ખાવું મેં મથુરાજીકા પેડા—ખાવું.

(હરીશ્ચંદ્ર.)

---

સૌ પઈસાનો બહાર, પઈસાનો કારભાર,
પઈસાનો પ્યાર, પઈસાથી યાર, પઈસે સઉ તાબેદાર.
ગમાર હોય ચમાર, ભુખખળી બેશુમાર,
પણ પઈસા ચાર, જો ગાંઠે યાર, તો કહેશે ઇજ્જતદાર.
પઈસા પર સઉનો ચાહ ફકીર હોયા શાહ,
પઈસા પઈસા પઈસાની વાહવાહ ?
હોય ખાનદાની અગર મગર તે જર વગર,
છે સફળસર તે બકસર નફરથી ન બેહતર.
હોય પોબી કે હજામ પણ પાસે હોય જો દામ,
તે બેહઆમને ખાસો આમ સૌ સૌ કરે સલામ.

(ગામરેની ચોરી.)

---

સે ગુડ બાઇ એન્ડ ગુડ ઇવીનીંગ,
નોટ જય કૃષ્ણ જય ગોવીંદ.
હાઉ મચ સ્વીટ ગુડ મોરનીંગ કેંમ,
વોર જય જય જય રાસકલ ડેમ,

ઇંડીયન ઓલ આર મેનરલેસ.
આવા આવો બચ્ચા બેસ,
સેકહેન્ડ ઓર ઇઝ મેનર કોઇન,
યુ હેવ શેઇમ એન્ડ શેઇમ અગેઇન.

(આરીફરર.)

---

માથાં પુટી શીદમરે કરમનાં લખ્યા લેખ નવ ફરે,
તારૂં ધાર્યું કદી થશે નહી, અભિમાન કેમ કરે.
પુરૂષ પ્રયત્ને હોય હરીની કૃપા તો કારજ સરે,
ચડતી પડતી જન્મ મરણ છે રાય રંકને ઘરે.
સદા સુખી સંતોશે રહેવું હર હર દુખડાં હરે,
લાડુ ખાવા મળે મજેના (આ) ડોસી કયારે મરે,
હાશ સુવાઓ ખાઉં તમારા લાડુ તો પેટ ઠરે–કરમનાં

(નર્મદા.)

---

દશા આ શી થઇ મારી કરમની છે ગતી ન્યારી–દશા.
રમતાં રાજ મેહેલમાં વસતાં સુખ મોઝાર,
સેવામાં હાજર હતાં દાસી દાસ હજાર,
ભોગવી આજ લાચારી પડયો વનમાં હું આજારી–દશા.
ફુલ સૈયા પણ જેહને કઠણ લાગતી સહેજ,

શુભ છે પથ્થર તણી ધરતી ઉપર એજ,
મહારાજાની કુમારી દુખી છે બેહેન મુજ પ્યારી-દશા.
તરસ્યાં ભુખ્યાં ને અમે દેતાં પાણી અન્ન,
ટળવળીએ આ વન વિષે ભુખ્યાં વીણુ ભોજન,
પીવા મળતું નથી પાણી રહું કેમ ધીર હું ધારી-દશા.
(કનકત.રા )

કંઈ ચેટક લગાડી રસીલી,
કર્યો ઘેલો મને તેં છબીલી-કંઈ
કાળજડું કો રીતે ચિતડું ચોરી,
કેદી બનાવ્યો રંગીલી-કર્યો.
દાદ ન લેતું દવાએ ન દેતું,
ટવળાવે કાં તું હઠીલી-કર્યો.

કુંદ-બાળા.

ગઝલ.

અમારા દેશને છોડી અમે થનાર પરદેશી,
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર પરદેશી,
થયાં દુર્ભાગીયા એવા, તજાવી દેશની સેવા,
ભટકશું ? પારકા ઘરમાં, બની લાચાર પરદેશી.

અમારા દેશબંધુઓ ? અમારી જન્મ ભુમીમાં,
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદ પાર પરદેશી.
(વીર કુણાલ.)

---

રાગ—ભજન.

કાંતો કાંતો નર નાર ? સંસાર તો સુતર જેવો-કાંતો.
ગુણિયલ ચરખો ગુંજે જયાંહિ, જોવા ઉતરે દેવો,
માયાના મહમોહ મિટાવે.
યંત્રની અધિમાંહિ ચંદની જેવો—સંસાર સુતર જેવો,
સતજુગનું એ ભાન કરાવે, ચક્ર સુદર્શન જેવો,
ઘ.ઘર પૂજો એ પ્રતિમાને.
ભારતનો છે ભાઈ મીઠાઈ મેવો—સંસાર તો સુતર
જેવો—કાંતો.
(અબજોના બંધન.)

---

મુંતો મારવાડરો બણીયોરે મુંબઈ શહેર મેં આયો,
મારવાડસે નીકળ્યો જબતો પાંઉ મેં નહીંથો જુતો.
લાસલેટરી ફેરી ફરીને પાંજરાપોલમેં સુતો—મુંતો.
વ્યાજ વટેરા ધંધો કરીને પઈસા પાંચ કમાયો,
અરધી અરધી જમે કરીને લાડીજીરે લાયો—મુંતો.
(કનકતારા.)

આખી આલમને ઠગનારી, જાણો નીચ જાતી નારી,
લટકે ચટકે કામણગારી, નાંખે ભલભલાને મારી.
રડતી સરમમાં હસતી ભરમમાં,
એક ટકાનું જોબન આપી, ભવહીરો હરનારી—આખી.

આખી આલમ મનહર નારી, માનો મોહીની એ નારી.
લટકે ચટકે મનડું હારી, નાંખે પ્રાણ પણ ઓવારી,
સુખમાં વિલાસે, દુઃખમાં દિલાસે,
તુચ્છ ટકાનું જોબન જગમાં, ઇંદ્રપુરી કરનારી—આખી.

(વીજયા વિજય)

——×——

માહરી વાહલી તાડી તાડી, તારી લુંટાઇ ગઈ છે વાડી.
રેકે મહારૂં તુંને થાએ, જેણે ખાધી તારી ચાડી—
માહારી.

આગળ હું માતેલ હતો ને ભીખલી કેવા જાડી,
આજે દુબલાં જાણે માછી, કહાડયું કાપી વાડી—માહારી.

બે પૈસે હું બાડું લેતો, તાડી કેવી ઘાડી,
પેટ ભરી પીતરાઈ જાતાં, છોડો છઇયાં લાડી—માહારી.

તેનું આજે અરધું પોળીયું, ચકચકતું લે કહાડી,
તે પણ પાણી ભેળેલી, જાણે હોમાવે ખાડી—માહારી.

મહેનતનો પૈસો ગરીબનો, લુંટે ઝુંડી આડી,
કોણ સાંભરે આ રૂદન અમારૂં, મરી એવું મો પાડી-
- માહારી.

(ઉતારો)

---

મને સહાય કરશે મોરારીરે, વારે ચડશે ગોવરધનધારી.
અહલ્યા ઉગારી, મીરાંબાઈ તારી, એની ચીંતા કરીશ
નહીં મારી-મને.
માંજારી બચ્ચાંને બળતાં ઉગારી, મોક્ષ દીધો ગજેન્દ્રને
તારી.
દ્રોપદીનાં ચીર પુર્યા થાશે તે સહાયકારી

(વિક્રમ.)



10880



# ગયો એ આપણો યોગી.



પ્રત્યેક ભારતવાસીને.



સમાધિ સર્વ ત્યાગી હયો, હમારા ભારતી વીરલા;
વીરલ એ દેશની નેતા, હવે એ થઇ ગયો ત્યાગી–૧
ભૂમિ આ માતૃ સેવામાં, ગુમાવ્યું સર્વ સૌ એણે,
જીવનની આ હુતી અર્પી, હવે તે થઇ ગયો ત્યાગી–૨
જશ તો ભોગતમ અર્પો, બળિદાનો તણા કુંડ;
સમાધિ ધુન લગાવીને, હવે તો થઈ ગયો ત્યાગી–૩
કહીં કઇ જેલમાં કરતા, હશે તે સાધ્ય સુદર્શન;
નહિ જંગે ધીરા પડશે, ગયા જો એ હવે યોગી–૪
તમારા દેશ નેતાનાં, ચરણ હૃદયમાં ભરો પગલાં;
હવે તો દેશ સેવામાં, ધસો સૌ ભારતી વીરલા–૫

ઉતારો:—

(શ્રી મોઢ-સૂર્યોદય)

# બ્રહ્મચર્ય.

પોતાનું, કુટુંબનું, જ્ઞાતિનું, કોમનું, દેશનું, અને માનવજાતિનું કલ્યાણ બ્રહ્મચર્યથી થાય છે બ્રહ્મચર્ય પાળવા વિષે મહાત્માઓએ બહુ બહુ લખ્યું છે. બ્રહ્મચર્યના ફાયદા તેમણે ઘણા ઘણા દેખાડયા છે. અને બ્રહ્મચર્યની શકિત બહુ પ્રકારે વર્ણવી પણ છે. આર્યશાસ્ત્રોએ એ નિયમ પાળવા એવો પ્રતિબંધ કર્યો છે કે બાળકનું પચીશ વર્ષ સુધી લગ્ન કરવું નહિ, પણ ત્યાં સુધી વિદ્યાભાસ કરાવવો. સુશ્રુત, વાગ્ભટ્ટ, ચરકજી ઇત્યાદિ મહાન વૈદ્યક શાસ્ત્રોનાં કર્તાઓએ પણ આરોગ્યતાના સાધનો સાથેજ બ્રહ્મચર્યની અન્ય જરૂર જણાવી છે—એટલુંજ નહિ. પરંતુ તેઓએ સમગ્ર સુખનો પાયો બ્રહ્મચર્યજ છે, એ પણ વર્ણવ્યું છે. આ નિયમ ખરેખર બહુજ ઉત્તમ છે. આથી બાળકની ગુપ્ત રહેલી અદ્ભૂત શકિતઓ વિકાસ પામે છે, અને પરીણામે એટલી બધી પ્રબળ થાય છે; કે બાળક યુવાવસ્થામાં સબળ થઈ દેશોદ્ધારના અનેક કાર્યો પાર પાડી શકે છે. ભયથી તે ભાગતો નથી,

પણ ભયને ભગાડે છે. વિપત્તિથી તે બીતો નથી, પણ તેની સન્મુખ દૃઢતાથી ઉભો રહે છે. સંકટના કાંટા ઉપર તે પગ દઈ ચાલ્યો જાય છે, અને અશક્ય જણાતા અમાનુષી કાર્યો પણ હિંમત, ઉત્સાહ, સાહસ, પુરૂષાર્થ, અને ધૈર્યથી શક્ય કરી શકે છે. અજ્ઞાન લોકોની નિંદાથી તે કદી પણ ગભરાતો નથી. લોક પ્રવાહમાં તે તણાતો નથી. પરનો વૈભવ દેખી દબાતો નથી. એ પ્રાણ જતાં સુધી પણ લીધેલી પ્રતિજ્ઞા તોડતો નથી. બ્રહ્મચર્યથી ભૂષિત બાળકો મહાન શૂરવીર, ધૈર્યવંત, અને મહાન પુરૂષાર્થી થાય છે. તેઓ દેશભકત, દેશરત્ન, અને દેશના ખરા આત્મા છે. ગમે એવા સંકટમાં પણ તેઓ દૃઢતાથી ઉભા રહે છે. પર્વત જેવા અંતરાયો તેમને સોપારીથી પણ નાના લાગે છે. મહાન કષ્ટ રૂપી વાદળ એમના આત્મબળથી વિખેરાઈ જાય છે. તેમને અમર કીર્તી લાભ પ્રાપ્ત થાય છે. તેમના કાર્યોની સ્તુતિ થાય છે. તેનું નામ સર્વનાં હૃદય પટ ઉપર કોતરાય છે. વકુતૃત્વ જેવી મહાન શકિત બ્રહ્મચર્ય ધરના રાજ મેળવી શકયા છે. બીજામાં વકતૃત્વ શકિત હોય છે ખરી પરંતુ બ્રહ્મચર્ય વાળા કરતાં

ઊતરતીજ હશે. બ્રહ્મચર્ય ધારી વકતાઓની છાપજ શ્રોતાજનોમાં સારી પડશે. તેના વાકયો શ્રોતાઓના હૃદય ઉપર કોતરાઈ રહેશે. તેમની વાણીથી મોહ પામશે. એટલુંજ નહિ, પરંતુ દેવતાઓ પણ અદૃશ્ય રહી તેમનાં દર્શન કરી આનંદ પામશે. એમના વચનામૃતોનું પાન કરી તૃપ્ત થાય છે બ્રહ્મચર્ય યુકત બંધુઓ જે ધારે તે મેળવી શકે છે. દેવો તેમની પ્રજ્ઞાઓ પાર પાડે છે. તેમની આશાઓ ફળવતી કરે છે. તેમના કાર્યમાં અડચણ કરતા વિઘ્નો દૂર થાય છે. એટલાંજ માટે આટલા લાભો થાય છે. એટલાંજ માટે, આ પૃથ્વી ઉપર બ્રહ્મચર્યની કીર્તી સંભળાતી હતી. સંભળાય છે અને સંભળાશે.

વળી મારા વાંચકો—ખાસ કરીને વિદ્યાર્થી બંધુઓ! આ લીટી યાદજ રાખો કે "બ્રહ્મચર્ય વિના વિદ્યાભ્યાસ થઇ શકતો નથી" માટે બ્રહ્મચર્ય પાળો? બ્રહ્મચર્ય પાળો? કર પ્રયત્ને? બ્રહ્મચર્ય પાળો? × × × × ×

જેના હૃદયમાં બ્રહ્મચર્યનું તેજ છે. જેના લલાટપર બ્રહ્મચર્યનો પ્રકાશ પ્રકાશી રહયો છે. અને

જેની રગેરગમાં બ્રહ્મચર્યથી વિર્ય શકિત વ્યાપી રહી છે, તેને માટે આ લોકમાં તો એક પણ બાબત અશક્ય નથી. તેવાજ નરવરો આપણા ભારત વર્ષને અલૌકિક ચૈતન્ય આપશે અને સર્વ ભારત વાસીને બ્રહ્મચર્યનો મહિમા,-ફળ-સમજાવશે, તેનાથીજ દેશનો ઉદ્ધાર છે. એને આપણો ભારત વર્ષ દોઢસો વર્ષથી જે ગુલામીની બેડીમાં બદ્ધ થયો છે, તે પણ એવા નૈષ્ઠિક બ્રહ્મચારીઓના પ્રભાવથીજ મુક્ત થશે.

વિદ્યાર્થી બંધુઓ-વાચકો ! :તમો પણ કાંઇ આ લઘુ લેખ ઉપરથી બોધ ગ્રહણ કરી બ્રહ્મચર્ય પાળશો તો મહાન લાભ છે, તેમાંજ આપની આધુનિક અધોગતિમાંથી મુકત થવાનો મંત્ર છે. તેમાંજ આપણું શ્રેય છે. માટે અંતઃકરણ પૂર્વક બ્રહ્મચર્ય પાળવા પ્રયત્ન કરશો. આવી આશા છે. અને તોજ આ લખ્યું સાર્થક છે.

ૐ

શાંતી; શાંતી; શાંતી,

ઉતારો,

( શ્રી મોઢ સૂર્યોદય. )

કોમો ચોથી

## ચોદયમાં શું વાંચશો ?

દેશ જ્ઞાતીની ઉન્નતી થાય એવા વિષયો
ઓ, કાવ્યો, રસીક બોધપ્રદ વાર્તાઓ
ચિત્રો, હુન્નર તત્વ, (ધનવાન બનવાન
) અનુભવ સિધ્ધ વૈદ્ય, ટુચકાઓ, બ્હેનોને
પાકશાસ્ત્ર, પતિભક્તિના તેમજ ધાર્મિક લેખો
જ્ઞાતિના, દેશપરદેશના સમાચારો, મંડળોની હિ
સાબ, સ્થળવર્ણનો, વી૦ પ્રકટ કરી આબાલવૃદ્ધ,
સ્ત્રીપુરૂષો માટે ઉપયોગી વાંચન દર ત્રીમાસે નિયમિત
તદ્દન સસ્તા ભાવે પુરૂં પાડશે.

## જાહેર સુચના.

અમારી છપાતી નોવેલોમાં જાહેર ખબર માટે
પાના ભાડે આપવાના છે.

લખો–કે. બી. પરીખ એસ. ટી
"શ્રી મોઢ સચોદય."
કાર્યાલય રાંદેર (સુરત.

સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાલી પોળમાં આવેલા શ્રી
વીજય' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છ